# તરંગ

લેખક

મહેતા મોતીલાલ ફુલજીવનદાસ
પ્રમુખ શ્રી પુ. પાઠશાળા ધંધુકા

卐

પ્રકાશક

શ્રી. પુષ્ટિમાર્ગીય યુવક મંડળ : ધંધુકા

# તરંગ

: લેખક :
**મહેતા મોતીલાલ હરજીવનદાસ**
પ્રમુખ શ્રી. પુ. પાઠશાળા : **ધંધુકા**

: પ્રકાશક :
**શ્રી પુષ્ટિમાર્ગીય યુવક મંડળ : ધંધુકા**

આવૃત્તિ ૧ લી ] વિ. સં. ૨૦૦૦ [ પ્રત. ૫૦૦

॥ श्रीकृष्णाय नमः ॥

# પ્રસ્તાવના

મધુર મૂર્ત મંગલમય ભગવાન શ્રીકૃષ્ણચંદ્રને વંદન કરી શ્રી ધંધુકા પુષ્ટિમાર્ગીય યુવક પાઠશાળાના વિદ્યાર્થીઓ માટે એક ધાર્મિક લઘુ પુસ્તિકા લખવાની ઇચ્છા કોઈ મંગલમય પ્રભાતે ઉદ્દભવી. અને તુરત જ એક ભગવદીય સદ્દગૃહસ્થ તરફથી તે કાર્ય માટે રૂ ૫૦)ની યોગ્ય રકમ મળી, એટલે તે દ્વારા ઉત્સાહની વૃદ્ધિ થઈ. લેખકનો આ પ્રથમ પ્રયાસ છે. તે ફળીભૂત થાઓ, યા ન થાઓ, પરંતુ હેતુ ફક્ત વિદ્યાર્થીઓને ભગવદ્દધર્મનું કાંઈક અંશે જ્ઞાન થાય એટલો જ છે. આ સંસારમાં પ્રલોભન તત્ત્વો એટલાં બધાં જોવામાં આવે છે, કે તેને લઈને યુવકોનું જીવન ભગવદ્દધર્મ પરાયણ બનાવું અતિ દુષ્કર છે. છતાં પણ શુભ પ્રયત્નનું પરિણામ શુભ જ આવશે, એવી આશાથી આ સાહસ ખેડું છું. ધર્મનિષ્ઠ વાચકજનતા પુસ્તિકામાં ભૂલો જણાય તેની ક્ષમા આપશે, એવી અભ્યર્થના છે.

ધંધુકા
પોષ વદી ૧૧
સં. ૨૦૦૦

મોતીલાલ હરજીવનદાસ મહેતા
પ્રમુખ શ્રી. ધં. પુ. યુ. પાઠશાળા.

# અર્પણ પત્રિકા

અમારી અહીંની પુષ્ટિમાર્ગીય યુવક પાઠશાળા અમો
સમસ્ત વૈષ્ણવ જનતાના ગુરુદેવ તૃતિય પીઠા-
ધિશ્વર શ્રી વલ્લભકુલ કમલ દિવાકર શ્રીમદ્
ગૌસ્વામી મહારાજશ્રી ૧૦૮ મહારાજશ્રી
વ્રજભૂષણલાલજીના જન્મદિવસે ખોલવામાં
આવી છે. એટલે આ પુસ્તિકા અશ-
રણશરણ્ય મહારાજશ્રી વ્રજભૂષણ-
લાલજીને પ્રેમપૂર્વક અર્પણ
કરવામાં આવે છે.

મહેતા મોતીલાલ હરજીવનદાસ
પ્રમુખ. શ્રી. પુ. યુ. પાઠશાળા ધંધુકા.

# ઉપકારક માટેના બે બોલ

અમારા ધંધુકામાં એક મણીલાલ વંદ્રાવનદાસ કોટડાવાળા કરીને એક સદ્‌ગૃહસ્થ હતા. તેઓ અતિ સેવાપરાયણ તેમજ ભજનાનંદી હતા. તેમનું સમસ્ત જીવન ધર્મમય જ હતું. તેમને બે પત્ની થયાં. કારણ કે નાની વયમાં તેમનાં પ્રથમ પત્ની બે પુત્રોને મૂકી પ્રભુધામમાં ગયા, એટલે તેઓ પુનઃ વિવાહિત થયા. ત્યારબાદ અમુક સમયે તેઓ આ નશ્વર દેહનો ત્યાગ કરી ભગવદ્ધામમાં ગયા. તેમના પુત્રો જેમનાં નામો પુરુષોત્તમદાસ તથા રણછોડલાલ કરીને છે. તેઓએ તેમની અપરમાતાનો સગી માતા જેવો પ્રેમ મેળવ્યો. કોઈ અજાણી વ્યક્તિ એમ ન જાણે કે આ તેમના ઓરમાન માતા છે. સંયોગવશાત્ તે ઉભય પુત્રોની માતા કે જેમનું નામ લલિતા બહેન હતું તે સંવત ૨૦૦૦ના પોષ વદી ૨ના રોજ ભગવદ્‌-ધામમાં સિધાવ્યાં. તેમના સ્મરણાર્થે તેમના પુત્રોએ વિદ્યાદાન નિમિત્તે આ પાઠશાળાને રૂ. ૫૦) નું દાન કર્યું. તે દાનકર્તાનો આ સંસ્થા અંતઃકરણપૂર્વક આભાર માને છે. અને વૈષ્ણવ જનતા યોગ્ય પ્રસંગે આ જ પ્રમાણે પાઠશાળાને દાન કરવાનું અનુકરણ કરે એવી શુભેચ્છા સેવે છે.

મોતીલાલ હરજીવનદાસ મહેતા
પ્રમુખ. ધ. પુ. પુ. પાઠશાળા. ધંધુકા.

૧

**आनृशंस्यं क्षमा सत्यमाहिंसा दममस्पृहा ।**
**ध्यानं प्रसादो माधुर्यं मार्जवं च यमादश ॥**

મનુ મહારાજ ઉપર પ્રમાણેના ધર્મના દશ અંગોનું વર્ણન કરે છે. પ્રાણી માત્ર પર દયા રાખવી, બૂરું કરવાવાળા પર પણ ક્ષમા રાખવી, સત્યનું અવલંબન કરવું, કોઇ પણ રીતે કોઇ પણ પ્રાણીને પીડા ન પહોંચાડવી, ઇન્દ્રિયોનું સારી રીતે દમન કરવું, કોઇ પણ વસ્તુની કામના ન રાખવી, નિષ્કામભાવ સેવવો, ભગવાનના ધ્યાનમાં તલ્લીન બનવું, ચિત્તમાં સદા સાત્વિક આનંદ રાખવો તેમજ મધુરતા અર્થાત્ સરળતા સેવવી. આ એક પ્રકારનું ઉત્તમ જીવન જીવવા માટેનો સામાન્ય ધર્મ શ્રીમનુમહારાજે સમસ્ત જગતના જીવો માટે જણાવ્યો છે અને તેથી એવું જીવન જીવનારનું આત્મકલ્યાણ અવશ્ય થાય છે. ખાસ કરી સિંચનની આવશ્યકતા કુમારથી લઇ કિશોર અગર તો યુવા સુધીનાઓને માટે છે. કારણકે પ્રહ્લાદજી કે જે એક મહાન ભગવદ્‌ભકત હતા, જેમનું આશ્રયબળ અગાધ હતું. તેઓ પાઠશાળામાં પોતાના સમાનવયસ્ક કુમારો આગળ બોલેલા કેઃ—

**कौमार आचरेत् प्राज्ञो धर्मान् भागवतानिह ।**
**दुर्लभं मानुषम् जन्म तदप्य ध्रुवमर्थदम् ॥**

હે કુમારો ! બુદ્ધિવાનોએ ભગવદ્‌ધર્મનું આચરણ કૌમાર અવસ્થામાં જ કરવું જોઇએ. કારણ કે મનુષ્ય જન્મ અતિ દુર્લભ છે, છતાં પણ ધર્મઆચરવાવાળાઓને તે ઉત્તમ અર્થને આપનાર છે.

બાલકો ! તમારું જીવન ઉન્નત બનો એવી આશાએ તમોને ધર્મસંપન્ન, ચારિત્ર્યનિષ્ઠ વૈષ્ણવ શાસ્ત્રીજી દ્વારા યોગ્ય શિક્ષણ આપવામાં આવે છે. તમો તેનો સંપૂર્ણતઃ લાભ લઇ આ પાઠશાળાના ઉદ્દેશને દીપાવો તો જ તમારી જીવનનૈયા સફળતાથી સંસાર–સાગર તરી જશે.

આ ભારતવર્ષ ધર્મપ્રાણ દેશ છે. પ્રભુના દરેક અવતારો આ જ દેશમાં થયા છે. ગંગા, યમુના આદિ પવિત્ર સરિતાઓ પણ અહીંઆં જ છે. દરેક ઋષિમુનિઓના નિવાસો તેમજ દરેક ધર્માચાર્યોની જન્મભૂમિ ભરતખંડ છે. આ દેશ એક સમય અતિ સમૃદ્ધ તેમજ અનેક રસોથી ભરપૂર હતો. તેમજ દરેક મનુષ્યો સોના રૂપાના વાસણોમાં જમતા હતા. તે જ દેશ આજે બીજા દેશોના મુકાબલે અતિ કંગાલ બની ગયો છે. તે દેશને પુનઃ આબાદ તેમ જ સમૃદ્ધ બનાવવા માટે હાલમાં દરેક બુદ્ધિવાદીઓ જુદા જુદા પ્રયાસો ખેડી રહ્યા છે. પરંતુ જે પુરુષાર્થમાં પ્રધાનતત્ત્વ ધર્મનું ન હોય તેવા પુરુષાર્થો અહીં સફળ થાય એમ અમને લાગતું નથી. ઋષિમુનિઓના સમયથી ચાલી આવતી વેદાનુકુળ પરિપાટીજ ભારતવર્ષને તેના મૂળસ્થાન પર લાવી શકશે. એમાં જરા પણ શંકા નથી. વિદ્યાભ્યાસ કરવો, ઉદ્યમ કરવો, ખેતીવાડી કરવી, યાંત્રિક શોધોમાં આગળ વધવું તેમજ દેશમાં અનેક પ્રકારની ઉન્નતિના વિચારોથી સ્વભૂમિની ખિલવણી કરવી તે બાબતમાં બે મત હોય જ નહિ. પરંતુ એટલું તો ખરું જ કે આટલા પુરુષાર્થસેવી મનુષ્યોએ ધાર્મિક વિચારમાં શિથિલતા ન જ સેવવી જોઇએ. પ્રભુ જ આ ભૂમિના ઉદ્ધારક તેમજ પોષક હોવાથી પ્રભુમય જીવન જીવવું એમાં જ દરેક રીત્યા શ્રેય છે.

પ્રાચીન સમયના ગુરુકુળો તેમાં વસતા વિદ્યાર્થીઓ, તેમનાં ઘડાતાં ચારિત્ર્યો, તેમના વ્યાયામસંપન્ન શરીરો, તેમનું અનુપમ જ્ઞાન, તેમના વિનય વિવેક વગેરે જે પ્રાચીન તવારીખોમાં આપણે વાંચીએ છીએ તે હાલમાં વિદ્યાલયો સેવતા, આધુનિક આદર્શોથી ઘડાતા વિદ્યાર્થીઓમાં ક્વચિત્ અપવાદરૂપ જ જોવામાં આવશે. માટે સંસ્કૃતિ પલટવી હોય હોય તો મૂળ શ્રેણી અનુસાર કાંઇક કાર્યપ્રણાલિકામાં ફેરફાર કરવાની આવશ્યકતા છે એમ સર્વ કોઇએ કબુલ કરવું જ જોઇશે, એવી મારી નમ્ર માન્યતા છે.

## ૨

**कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः ।**
**द्वापरे परिचर्यायां कलौ तद्हरिकीर्तनात् ॥**

સત્યયુગમાં પ્રભુનું ધ્યાન, નામ, તપ, ત્રેતામાં યજ્ઞ, દ્વાપરમાં પરિચર્યા, નામસેવા અને કલિયુગમાં શ્રીહરિનું કીર્તન આ પ્રમાણેનો ક્રમ યોજાયેલો છે. એટલે વર્તમાનકાળ હરિભજન માટે શ્રેષ્ઠ છે, એમ સર્વનું માનવું છે. માટે ભાઇઓ ! આ યુગમાં અલ્પજીવી જીવોએ થોડા પ્રયાસમાં આ સંસારસિંધુને તરવો હોય, તો આદરસહ હરિભજન કરવું એ જ શ્રેષ્ઠ મત છે. મનુષ્યદેહ વારંવાર મળતો નથી. વળી તે ક્ષણભંગુર છે, એમાં શંકા નથી. તેમજ અલ્પ જીવનને લઇ સાંગોપાંગ ક્લિષ્ટ સાધનો જીવથી બની શકે એમ નથી. માટે જ ભજનપરાયણ બનવામાં અવશ્ય સફળતા છે, એમ સનાતન શાસ્ત્રો પોકારી પોકારી કહે છે. નારાયણદાસ કરીને એક ભગવદ્ભક્ત થઇ ગયા છે. તેઓ એક કીર્તનમાં કહે છે કેઃ—

બહુત ગઈ થોરી રહી, નારાયન અબ ચેત;
કાળ ચિરૈયા ચુગ રહી, નિશદિન આયુ ખેત.

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
પલમેં પરલે હોયગી, બહુરી કરેગો કબ ?

દો બાતનકું યાદ રખ, જો ચાહે કલ્યાણ;
નારાયણ એક મૌતકોં, દુજે શ્રી ભગવાન.

સર્વ પ્રકારની પ્રમાણિક રીતથી જરૂર ઐહિક કાર્ય કરવાં જોઇએ. પરંતુ તેની સાથે પોતાનું પારલૌકિક કલ્યાણ સાધતા રહેવું, એ જ બુદ્ધિમાન મનુષ્યનું કર્તવ્ય છે. માણસ પરદેશ જાય છે, ત્યારે અજાણી જગ્યા માની પોતાના નિર્વાહ પૂરતું ભાતું સાથે લઇ જાય છે. જો કે એ મુસાફરી તો અતિ ટુંકી છે, છતાં એટલી સાવધાનતા સર્વ કોઇ રાખે છે તો પછી સર્વ મનુષ્યો કે જેમને પોતાની ઇચ્છા હોય કે ન હોય તોપણ એક અંતસમયની અતિ લાંબી મુસાફરી તો અવશ્ય કરવાની જ છે. તો તે મુસાફરી માટે કાંઇક ભાતું તો તૈયાર કરવું જ જોઇએ. ત્યાં જવામાં કોઈનો સંગાથ નથી. ત્યાં મનીઓર્ડરો મળવાના નથી. તેમજ ત્યાં તમારા મુસાફરખાનાં પણ તૈયાર નથી, વળી સ્વગૃહે એ મુસાફરીએ ગયેલ જીવ પાછો આવવાનો નથી. તો પછી તેણે ત્યાં સાથે લઈ જવા માટે ભાતું તો બાંધવું જ જોઈશે. હા, સંસારના ઘોરતમ આગારમાં ફસાએલ જીવો પોતાના કુકર્મરૂપી ભાતાં તો અવશ્ય સાથે લઈ જ જવાના છે. પરંતુ એ ઝેરથી ભરેલાં ભાતાં તો ઉલટા ત્યાં તમને દુઃખરૂપ થવાનાં છે. માટે હવેથી ચેતીને તે અણચિન્તવી મુસાફરી માટે એક સારા ભાતાની તૈયારી કાયમ રાખો કે જેથી પ્રયાણ

સમયે ચિંતા જ ન થાય. તે ભાતું તે હરિનામનું સંદોદિત સ્મરણ કરવું તે જ છે. હરિનામનો મહિમા અપાર છે. તેનું આનંદથી સેવન કરો. તેમાં આદર રાખો, નિત્ય નિયમ રાખો, કે આટલું હરિનામ તો લઈશ જ. તો તે સુંદર વ્યવસાય અંતસમયે જરૂર તમને મદદરૂપ થશે, અને લાંબી મુસાફરી પણ આનંદજનક થશે. ભજનાનંદીઓને કાળનો જરા પણ ડર નથી. જેણે નામામૃતનું સેવન કર્યું છે, તેણે જ ખરી રસાયણ ઔષધિ લીધેલી છે, એમ સમજવું. દરેક વસ્તુ માત્રનો મહિમા વર્ણન કરવાનું સામર્થ્ય વેદમાં, પુરાણોમાં છે, પરંતુ હરિ નામનો મહિમા વર્ણન કરવા તે અસમર્થ છે. હરિનામ લેવામાં ધન પણ જોઈતું નથી, તેમજ પરિશ્રમ પણ વેઠવાનો નથી. એ તો હાલતાં, ચાલતાં, ઊઠતાં, બેસતાં, સૂતાં, જાગતાં સર્વ સમયે લઈ શકાય છે. માટે એક પળ નકામી ન જવા દેવી, એ જ કર્તવ્યતા છે એક દિવસ મરવાનું છે, એ ચોકસ છે. કોઈ શક્તિ તેમાંથી બચાવી શકે એમ નથી. માટે ચેતવું જરૂરી છે, એમ સમજો.

## ૩

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

આ નવધા ભક્તિ ભક્તરાજ પ્રહ્લાદજીએ શ્રીમદ્ ભાગવતમાં વર્ણવેલી છે. ભક્તિ માતા છે. જ્ઞાન, વૈરાગ્ય તેનાં સંતાનો છે. કેટલા-એક જ્ઞાનને શ્રેષ્ઠ માને છે, પરંતુ વાસ્તવિક રીત્યા ભક્તિની જ શ્રેષ્ઠતા છે. કારણ કે જ્ઞાન, વૈરાગ્ય ઉભય ભક્તિમૈયાના સ્તનપાનથી પોષાએલાં સંતાનો છે. માતા જ મૂળ છે. સંતાનોની પ્રસન્નતા માતાની સ્તુતિ

ગાનમાં રહેલી છે. તમે જો ભક્તિમૈયાને પ્રસન્ન કરશો, તો સંતાનોની પ્રસન્નતા તેમાં આપોઆપ આવી જાય છે. જ્ઞાન તેમજ વૈરાગ્ય જો ભક્તિ વગરના હોય તો તે શુષ્ક ગણાય છે. અર્થાત્ નકામા ગણાય છે. ભક્તિસહ જ્ઞાન વૈરાગ્યની અનેક ઠેકાણે પ્રશંસા છે. ભક્તિમાર્ગ ખાસ કરીને વૈષ્ણવો માટે નિર્માણ થયેલ છે, અને તેમાં મુખ્યત્વે કરી શ્રીમદ્ ભાગવત પ્રધાનસ્થાને છે. જો કે વેદમાં, ઉપનિષદમાં તેમજ અન્ય પુરાણો, ઇતિહાસોમાં ભક્તિનું સમર્થન ઘણું છે, છતાં ભાગવત શાસ્ત્ર કેવળ ભક્તિ રસથી જ ભરપૂર છે. રામાનુજ, માધ્વ, નિમ્બાર્ક શ્રીભલ્લભાધીશ વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યો છે. અને તે દરેક વ્યક્તિઓ મહાન છે. અને યોગ્ય સમયે જગતમાં પ્રકટી જેવો સમય તેવો ભક્તિરસનો મહિમા તેમણે જનતા સમક્ષ ઉપદેશ્યો છે. ભારતવર્ષ તે સર્વનું ઋણી છે. બીજી દૃષ્ટિએ જો વિચાર કરીએ, તો તેમના દ્વારા હિંદુત્વ તેમજ સનાતન તત્ત્વનું અતિ રક્ષણ થયું છે. છતાં છેલ્લા સમયમાં શ્રીવલ્લભાધીશ્વરનું અંતિમ પ્રાકટ્ય છે. તે વખતે લોદી વંશનો છેલ્લો બાદશાહ હતો. અને ત્યારબાદ તુરત મોગલ બાદશાહતની શરૂઆત થઇ છે. હુમાયુ સુધી શ્રી વલ્લભાધીશ ભૂતલ પર બિરાજતા હતા. તે સમય કટોકટીનો હતો. કારણ કે હુમાયુ પાસેથી શેરખાન કે જે અફઘાન હતો તેણે બાદશાહી છીનવી લીધી હતી. આવા અંધાધુંધીના સમયમાં તે સમયે હિંદુધર્મનું રક્ષણ જો કોઇ દ્વારા થયું હોય તો તે માન શ્રીવલ્લભાધીશને જ ઘટે છે. તેવા કપરા સમયમાં આચાર વિચારથી અતિ ઉત્કૃષ્ટ એવો શ્રીકૃષ્ણની પ્રેમભાવથી સેવા કરવાનો તેમજ સ્નેહ સંયુક્ત ભજન કરવાનો સમસ્ત જગતને આદેશ શ્રીમદ્ જગદ્ગુરુ શ્રી વલ્લભાધીશ્વરેજ આપ્યો છે. આજે પણ જેના અનુયાયીઓ ભારતવર્ષમાં સર્વ કરતાં અધિક સંખ્યામાં છે, એ નિર્વિવાદ છે.

સનાતન શાસ્ત્રોનો અભ્યાસ કરનાર પ્રખર વિદ્વાનો, વિજ્ઞાન તેમજ ત્યાગ માટે જનકવિદેહીની કોટિ સર્વ કરતાં ઉંચી આંકે છે. તે વિદેહી ત્યાગના વેષથી મંડિત નહિ હતા, તેમજ તેમણે સંન્યસ્ત પણ લીધું નહોતું. તેઓ ગૃહસ્થાશ્રમી હતા, છતાં તેમનો મનઃત્યાગ અતિ ઉચ્ચ હતો. તે સદા નિર્લેપ હતા. દેહ છતાં દેહાધ્યાસથી રહિત હતા. માટે જ તેઓ વિદેહી કહેવાયા. આજ પણ તેમના વંશજો વિદેહી તરીકે જ પ્રસિદ્ધ છે. શ્રીવલ્લભાધીશજીએ પણ ઉપરથી વૈભવાત્મક ભોગ, શૃંગાર, રાગ આદિથી ભરપૂર એવો સેવા માર્ગ પોતાના અનુયાયીઓના કલ્યાણાર્થે પ્રકટ કર્યો. પરંતુ સર્વ પહેલાં જેટલામાં જીવનું અહંતામમતાત્મક બંધન છે, તે સર્વ શ્રીકૃષ્ણાર્પણ કરાવી તેમની અહંતામમતાનો નાશ કરી તેમનું સર્વ લૌકિક પ્રભુનું જ બનાવી શ્રીકૃષ્ણની સેવા કરવાનો અધિકાર આપે છે. એટલે મનથી સર્વનો ત્યાગ એ શ્રીવલ્લભના પુષ્ટિમાર્ગનો મહાન મુદ્રાલેખ છે તત્પશ્ચાત્ સત્સંગ તેમ જ શ્રવણાદિ ભકિતથી જન્ય સર્વ ભકિતનો ક્રમશઃ લાભ તે ભકત મેળવે છે. યોગ્ય સમયે નિનમયી ગોપિકાની ભકિતનું તે આપોઆપ અનુસરણ કરે છે. વાસ્તવિક રીત્યા પુષ્ટિમાર્ગમાં નવધા ભકિતનું સંપૂર્ણ સ્થાન છે. પરંતુ તે દરેક ભકિતમાં પ્રેમ અનુસ્યુત હોવો જોઇએ એવી દૃઢ માન્યતા છે. સ્નેહ વગરની ભકિત ગૌણ માનેલી છે. દયા, દાન, દીનતા, ઇન્દ્રિયનિગ્રહ એ સર્વનું મહત્ત્વ શ્રીવલ્લભાધીશના ગ્રંથમાં અનેક ઠેકાણે દેખાય છે. અને શ્રીકૃષ્ણ શ્રીવલ્લભની ભકિતમાર્ગના ઇષ્ટ છે, એવી ઉદ્‌ઘોષણા છે. આ માર્ગ સમસ્ત વિશ્વનું અવશ્ય કલ્યાણ કરી શકે એમ છે. એ માર્ગમાં કોઇની નિંદાને સ્થાન છે જ નહિ. તેમજ નીતિનું સર્વ રીતે રક્ષણ કર્યું છે. વિયોગજન્ય ભકિતની શ્રેષ્ઠતા છે. આ પ્રકરણ અતિ સંભાળવાનું અત્ર

અનુચિત છે. પરંતુ ભારતવર્ષના પ્રાણસમા આચાર્યોએ ભારતવર્ષને ધાર્મિક જીવન ઉદારતા વડે કરી આપ્યું છે, એની કોઈથી ના કહી શકાય એમ નથી. "**सर्वोद्धार प्रयत्नात्मा**" એવું શ્રીવલ્લભનું નામ છે. ચારે વર્ણો માટે શ્રી વલ્લભાધીશજીનું ધર્મદ્વાર ખુલ્લું છે. એમાં પ્રકટકર્ત્તાની જરાપણ સંકુચિત દૃષ્ટિ નથી, પરંતુ અતિ વિશાળ દૃષ્ટિ છે.

## વાર્તા પ્રસંગ

એક અતિ રમ્ય સુંદર સઘન વન હતું. જેમાં કોઈનો પ્રવેશ અશક્ય હતો. એવા એકાન્ત સ્થાનમાં એક મહાત્મા પ્રભુ ભજન કરતા હતા. તેમની પાસે એક પારસમણિ હતો. પરંતુ આ સંતને કોઈ તરેહની અપેક્ષા નહિ હતી. એટલે તેમણે તેનો ઉપયોગ નહિ કર્યો હતો. તેમના આચ્છાદન માટે વલ્કલ તેમજ ક્ષુધા તૃપ્તિ અર્થે વનફળો ત્યાં જોઈએ તેટલાં હતાં. સમય પ્રાપ્ત એક દરિદ્રી વણિક કે જે દ્રવ્યનો અતિ અભિલાષી હતો, તે આ વનમાં આવી ચડ્યો. અનાયાસે દૈવપ્રેરિત તે વણિક મહાત્માના નિવાસસ્થાને આવી ગયો. મહાત્મા ભજનારૂઢ હતા. વણિકને શ્રદ્ધા થઈ કે આ મહાપુરુષ જરૂર મારૂં દુઃખ ભાંગશે. માટે એમની સેવા કરી પ્રસન્નતા મેળવું. તે આશ્રમને વાળી ચોળી સાફ કરવા લાગ્યો. મહાત્માના આસન વગેરે બિછાવી દે, વનફળો પણ લાવી આપે, અતિ બંદગી કરે. પરિણામે મહાત્માજીએ તે વણિકને પૂછ્યું કે, "ભાઈ, આટલો બધો માગી સેવાનો શ્રમ શા માટે લ્યો છો?" વણિકે હાથ જોડી કહ્યું કે "હું અતિ દરિદ્રી છું, એટલે ધનની આશાએ આ સર્વ કરૂં છું" મહાત્માએ કહ્યું કે. "હું ત્યાગી છું, નિરપેક્ષ છું,

એકાંતમાં રહું છું, મારી પાસે ધન કયાંથી હોય ? તું રસ્તો બતાવ.'' એટલે વણિકે કહ્યું કે, ''મને એક પારસમણિ આપો, તો તેનો લોઢાથી સ્પર્શ કરાવી હું ધનિક બનું.'' મહાત્માએ કહ્યું કે, '' એક સંતે મને પારસમણિ આપ્યો છે, પરંતુ મારે જરૂર નહિ, એટલે તેને મેં કયાં મૂકયો છે, તે મને યાદ નથી પરંતુ તું શોધી લેજે.'' એમ કહી સંતપુરુષ ગંગાસ્નાન કરવા ગયા. અને પછી વણિકે તે આશ્રમમાં શોધ કરવા માંડી. સર્વ શોધ્યું, પણ પત્તો લાગ્યો નહિ. એટલે એક લોખંડનો ડાબલો જડયો. પરંતુ તે ખોલ્યો નહિ. કારણ કે લોખંડ તો પારસના સ્પર્શથી સોનુ થઇ જાય. એટલે એમાં હોય જ નહિ. એટલે એમાં શું જોવું ? તેટલા સમયમાં મહાત્માજી આવી ગયા. વણિકને પૂછ્યું ! '' કેમ ભાઇ: તપાસ કરી ? '' તેણે હા કહી અને સાથમાં કહ્યું કે: '' પત્તો લાગતો નથી '' ત્યારે મહાત્માએ કહ્યું કે '' કાંઇક જોયા વગર રહી ગયું હશે '' વણિકે કહ્યું કે: '' એક લોખંડનો ડાબલો જોયો નથી.'' મહાત્માએ કહ્યું કે '' તે લાવો '' વણિકે ડાબલો રજુ કર્યો. મહાત્માએ તે ખોલ્યો, એટલે એમાં એક ચીંથરે બાંધેલી પોટકી નીકળી. મહાત્માએ તે છોડી. એટલે પારસ દાબડામાં પડયો. એટલે તુરત તે દાબડો સુવર્ણનો બની ગયો. વણિકે પૂછ્યું કે: '' મહારાજ આટલો વખત થયાં તે પારસ લોઢાના ડાબલામાં રહ્યો, છતાં તે લોહ સુવર્ણ ન થયું, અને આજે ક્ષણમાં તે સુવર્ણ બન્યું તેનું શું કારણ ? '' સંતે કહ્યું કે, '' પારસ લોહનો સાક્ષાત સંબંધ નહિ હતો. વચમાં એક ચીંથરૂં હતું, એટલે સુવર્ણ શી રીતે થાય ? ભાઇ ! આ પારસ એક ક્ષુદ્ર વસ્તુ છે. એના સ્પર્શથી લોહ સુવર્ણ થાય, સુવર્ણ મળ્યા પછી જીવ માયાલુબ્ધ થાય, અને અંતમાં એની અધોગતિ થાય. એટલા કારણ માટે અમો સંતો તેનો ઉપયોગ કરતા નથી. ભાઇ વણિક ! જીવપ્રાણીમાત્રના અંતઃકરણમાં

અંતર્યામિરૂપે ભગવાન વસે છે. તે પારસના પણ પારસ છે. પારસના સ્પર્શથી લોહ સુવર્ણ બને છે, પરંતુ લોહ પારસ બનતું નથી. પરંતુ પ્રભુના સ્પર્શથી જીવ પ્રભુરૂપ બની જાય છે. એટલી એમાં શ્રેષ્ઠતા છે." વણિકે પૂછયું કેઃ "પ્રભુનો સ્પર્શ શી રીતે થાય?" મહાત્માએ કહ્યું કેઃ "ભાઇ! જેમ પારસ અને લોહ વચ્ચે જેમ એક ચીંથરૂં હતું, અને તે દૂર થતાં જ લોહ જેમ સુવર્ણ બન્યું, તેવી જ રીતે અંતર્યામી ભગવાન અને જીવ બંને એક જ ઠેકાણે રહ્યા છતાં તે બંનેની વચ્ચે એક અહંતામમતા રૂપી ચીંથરૂં આડું છે. એટલે જીવ અને પ્રભુનો સાક્ષાત્કાર થતો નથી. પરંતુ જો તે ચીંથરૂં ફાડી નાખો અર્થાત અહંતામમતા દૂર કરો એટલે જીવ અને પ્રભુનું સાનિધ્ય જ છે, એમાં શંકા જ નથી. તુરત જ જીવ પ્રભુમય જ બની જાય છે. ભાઈ વણિક! આ પારસ હવે તમો લઇ જાઓ, અને તમારૂં દરિદ્રપણું દૂર કરો." વણિકે હૃયહસ્ત જોડી કહ્યું કેઃ "હે મહાપુરુષ! હવે મારે ધન જોઇતું નથી, તેમ જ પારસની પણ જરૂર નથી. હું હવે અહીં જ એકાંતમાં રહી આપના ઉપદેશનું પાન કરીશ, તેમજ તેનું અનુકરણ કરવા પ્રયાસ કરીશ.



## ૪

# કહ્યો શુક, શ્રીભાગવત વિચાર

હરિકી ભક્તિ યુગયુગ કીજે, આન ધર્મ દીન ચાર;
ચિંતા તજો પરીક્ષિત રાજા, સુનિસિખ સાખી હમાર.
કમળનેનકી લીલા ગાવત, કટત અનેક વિકાર;
સતજુગ સત, ત્રેતા તપ કીજે, દ્વાપર પૂજા ચાર;
સૂરભજન કલિ કેવળ કીજે, લજ્જા કાન નિવાર.

મહાન ભક્ત સૂરદાસજી કલિને માટે કેવળ પ્રભુભજન જ પરમ ઉપાય છે, એમ કહે છે. જેમ બને તેમ ભગવન્નામ લેવાનો અભ્યાસ કરવો જોઇએ. "**भजनम् भावरुपस्य**" ભજન ભાવસહ કરવું. પ્રેમપૂર્વક ભજન કરનારની અતિ શ્રેષ્ઠતા છે. ગજનો પ્રેમભર્યો આર્તનાદ પ્રભુથી સહન નજ થઇ શક્યો. આપ મનના વેગથી ત્યાં પધાર્યા, અને ગજને બચાવી લીધો. દ્રૌપદીની ટેર સાંભળી ભગવાન શ્રી કૃષ્ણ તુરત પધાર્યા અને દ્રૌપદીની લાજ રાખી, ચીર પૂર્યાં. અનાથોના નાથ, દીનદયાળ પ્રભુ ભક્તોના ભીડભંજન છે. પ્રહ્લાદ, અંબરિષ સુધન્વા, યુધિષ્ઠિર, સુદામા, વિદુર આદિ સર્વમાન્ય ભક્તોના

સુંદર ચારિત્ર્યો ભગવાનના ભજન માટેના પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે. આર્ત- બંધુ શ્રી ગોકુલેશ્વર છે. આર્તોના તે રક્ષક છે, પાલક છે. ભક્ત એટલે સંસ્કૃતમાં ભાગીદાર એવો અર્થ થાય છે. અર્થાત્ ભગવાનના ઐશ્વર્યના ભક્તો ભાગીદાર છે. પરંતુ સાચા ભક્ત બનો તો તે ઐશ્વર્યનો ઉપ- યોગ અવશ્ય કરી શકશો. અને પ્રભુભજનથી સર્વ ઉત્તરોત્તર કોટિ લભ્ય છે. એ નિઃશંક માનશો. આજકાલ સંસારમાં અધર્મનો પ્રબળ પવન વહ્યા કરે છે. એના સપાટામાં સર્વ કોઈ સપડાઈ જાય છે, અને સ્વકર્તવ્યથી વિમુખ બને છે. પરંતુ જે ભજનાનંદ છે. તેને તે પવન સ્પર્શી શકતો નથી. કારણ કે જેનું તે ભજન કરે છે, તે જ તેનો રક્ષક છે. જેને સમર્થની સહાય છે, તેને કોઈ છેડનાર નથી. પરંતુ ભાઈઓ ! તમો એક વખત પ્રભુના બનો, તેમાં આદર રાખો, તેને સેવો, પછી તેની મજા માણો તો કાંઈક સમજાય.

બાજીગર પોતાના ખેલમાં એકચિત્ત હોવાથી જ જનતાને મોહ- મુગ્ધ કરે છે. નટનું ધ્યાન દોર પર જ હોય છે. તે ધ્યાન ચૂકે, તો જરૂર તેનું પતન થાય. તેમજ પનિહારીનું ધ્યાન જળના કુંભ ઉપર જ હોય છે. નહિતર તે પડી જાય, અને તેને વાગે. તેવી જ રીતે જેને ભગવાનના ભક્ત થવાની અભિલાષા છે તે વ્યક્તિએ પોતાનું ધ્યાન પ્રભુમાં જ રાખવું જોઈએ. મનને ખીલે બાંધવું જોઈએ. મનને માતંગની ઉપમા આપી છે. માતંગ એટલે હસ્તી. જો બંધન વગરનો હોય તો ઘણો જ ઉત્પાત મચાવે. મન અતિ બળવાન છે. મનને ઠેકાણે લાવવાના અનેક રસ્તાઓ મહાપુરુષોએ દેખાડેલા છે. તે પૈકીનો આ પણ એક સૂક્ષ્મ માર્ગ છે. એટલે કે ભાવ હોય, ના હોય છતાં પણ ભગવદ્નામ લીધા કરવું. પરિણામે એક અભ્યાસ થઈ જશે, અને અંતે ધાર્યું ધ્યેય

સિદ્ધ થશે. વ્યવસાય ગમે તેટલો હોય તો પણ નિયમબદ્ધ ભગવદ્દનામ લેવાનું ન ચૂકવું જોઇએ. હારેલી બાજી જીતવા માટેનો નામજપ એ શ્રેષ્ટ ઉપાય છે.

## વાર્તા પ્રસંગ

એક રાજા હતો. તેને ઘણાં રાજકાજ, નિવૃત્તિ બિલકુલ મળે નહિ. જનાનામાં ઘણી રાણીઓ, વૈભવ વિલાસનો પાર નહિ, વળી તરૂણ અવસ્થા. ભગવદ્દધર્મ કે ભગવદ્દનામ તેની યાદી પણ નહિ. કેવળ લડાઈ ટંટા, યુદ્ધ, મોજશોખ, છળપ્રપંચ, તેમાં તે પાગલ બની ગયો હતો. અર્થાત્ મહાન સંસારાસકત હતો. જનાનામાં એક રાણી ધર્મનિષ્ટ હતી. તે રાણીના મહેલમાં શ્રીમદ્દભાગવત વંચાતું હતું. રાણી એકચિત્તથી તે સાંભળતી હતી. રાજા કથા સાંભળે જ નહિ. પરંતુ એક વખતે કથા ચાલતી હતી, અને રાજા અનાયાસે ત્યાં થઇ નીકળ્યો. કથા મધ્યે પોતે ઉભા રહ્યો. વકતા પોતાનું કાર્ય કરી રહ્યા હતા. તેમાં આવ્યું કે શ્રીભગવાન પોતાના ભક્તને કહે છે કે: "જે મનુષ્ય મને છોડીને અગર તો મારૂં ભજન ન કરતાં કેવળ સંસારમાં લુબ્ધ રહે છે, તેને યમદૂતો અંત સમયે લઇ જઇ કુંભીપાક નામના નરકમાં નાખે છે, કે જ્યાં અતિ દુ:ખ છે. એ નરકમાં પડેલ જીવ દિવસરાત ચિત્કાર કર્યા કરે છે. એને જરા પણ શાંતિ નથી." આ પ્રમાણેનું સાંભળવાથી એ સંસારાસક્ત રાજાને કાંઇક ભય લાગ્યો. તેમજ સ્વાભાવિક મનમાં એવું થયું કે મારૂં શું થશે? એટલે રાજાએ પં ડિ તને પૂછ્યું કે: "મહારાજ મારૂં શું થશે?" પંડિત નિડર તેમજ સત્યવક્તા હતો. તેણે કહ્યું કે: "આપ અવશ્ય નરકમાં જશો." રાજાએ પૂછ્યું કે: "મહારાજ!

નર્કમાં ન જવું પડે એવો કોઇ મારા માટે રસ્તો બતાવો, તો કૃપા થાય. હું અતિ વ્યવસાયી છું. મારા પર દયા કરો." પંડિતે કહ્યું કે: "રાજેન્દ્ર ! તમે પ્રભુભજન કરો. નિરંતર એ ભવાબ્ધિતારક ત્રિભુવન મોહનને ભજો." રાજાએ કહ્યું કે: "પ્રભુભજન કરવા માટે મને સમય નથી. કારણ કે અતિ પ્રવૃત્તિ છે, એટલે ભજન શી રીતે બને ?" પંડિત સુબુદ્ધિ હતા. તેમણે રાજાને પૂછ્યું કે: "તમો સ્નાન કરો છો કે કેમ ?" રાજાએ કહ્યું કે: "સ્નાન પ્રાતઃકાળમાં જ કરૂં છું." ત્યારે પંડિતે કહ્યુ કે: "તમો તમારૂં સ્નાનવસ્ત્ર યાને પંચીઉં બદલતા હશો કે નહિ ?" રાજા કહે: "જરૂર બદલું છું." પંડિતે કહ્યું કે: "મહા-રાજ ! તે પંચીઉં બદલો, નવું પહેરો, અને તેની ગાંઠ કટિ પર લપેટી બાંધો તેટલા સમયમાં તમો શું કામ કરો છો ?" રાજાએ કહ્યું કે: "કાંઇ જ નહિ." પંડિતે કહ્યું: "બસ હવે તમો એક કામ કરો. તે પંચીઆની ગાંઠ બાંધો એટલા સમયમાં "ૐ **नमो भगवते वासुदेवाय**" એ દ્વાદશાક્ષર મંત્ર એક વખત બોલી જાઓ. પરંતુ દૃઢ નિયમ લ્યો કે, એ પ્રમાણે જરૂર હું કરીશ જ, તો તમો જરૂર નર્કગામી નહિ જ થાઓ." રાજાએ એ પ્રમાણેની શરૂઆત કરી દીધી. એ સ્નાન કરે, ધોતી બદલે, નવી પહેરે, ગાંઠ બાંધતા દ્વાદશાક્ષર બોલી જાય. એ પ્રમાણે કરતાં કરતાં દૃઢ અભ્યાસ થઇ ગયો. સમયપ્રાપ્ત રાજા વૃદ્ધ થયો, માંદો થયો, અંત સમય આવ્યો. યમદૂતો તેના નિંદનીય કર્મને લઇને તેને લેવા આવ્યા. પરંતુ એ સમયમાં ક્ષત્રિયોમાં એક એવો ધારો હતો કે, જરા જીવ હોય તેટલા સમયમાં તે વ્યક્તિને સ્નાન કરાવવું, એટલે રાજાને સ્નાન કરાવ્યું, અને તેની ધોતી બદલી, અને તેને ગાંઠ બાંધવા માંડી એટલે ઘણા વખતના અભ્યાસને લઇ રાજાએ જોરથી "**ॐ नमो भगवते वासुदेवाय**" એવો પોકાર કર્યો. એ

પોકાર થતાં જ વિષ્ણુદૂતો આવી પહોંચ્યા, અને યમદૂતો ભાગી ગયા. રાજા નરકમાં ન જતાં વિષ્ણુલોકમાં ગયો શ્રી ગીતાજીમાં **अपिचेत् सुदुराचारो** તથા **अनन्याश्चिंतनीयोमाम्** વગેરે શ્લોકો ભગવદ્ નામની મહત્તા બતાવે છે. આ પ્રમાણે રાજાના દૃષ્ટાંત મુજબ એક જ વખત દ્વાદશાક્ષર મંત્રનો જાપ કરનાર રાજા ભવસાગરને તરી ગયો. તો પછી જે ભક્ત નિરંતર પ્રભુની સેવા કરતા હોય, તેમજ પ્રભુના સુખનો વિચાર કરતા હોય, તેમજ અનેક પ્રકારના ભોગ રાગરાગ, શૃંગારથી, ગાનતાનાદિકથી પ્રભુને પ્રસન્ન કરવા માટે પ્રયત્નશીલ હોય, તેમજ નિરંતર ભગવદ્‌નામ લીધા કરતા હોય તેમનું કલ્યાણ થવું એ સહજ સિદ્ધ છે.

વેદાન્તમાં ષટ્ સાધન સંપત્તિ દરેક ધર્માચાર્યોએ સ્વીકારેલી છે. અને તે સંપત્તિ દેહની અંદર રહેલા ષટ્‌રિપુનું દમન કરવાવાળી છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્ય તે સર્વ આત્મકલ્યાણમાં પ્રતિબંધ રૂપ છે, અર્થાત્ શત્રુઓ છે. તે શત્રુ પર વિજય મેળવવા માટે શ્રી વલ્લભાધીશજીએ અતિ શુદ્ધ સાધનસંપત્તિ પોતાના વૈષ્ણવો માટે પ્રસિદ્ધ કરી છે. તેનાં નામ વિવેક, ધૈર્ય, આશ્રય, શમ, દમ, તિતિક્ષા આપ્યાં છે. આ સાધનો એટલાં બધાં બલવત્તર છે કે, તેનું સેવન કરનારને ષટ્ રિપુઓ કાંઈ પણ કરી શકતા નથી. અર્થાત્ તે વિવેકાદિ સાધનસંપન્ન હોવાથી સંપૂર્ણતઃ વિજય મેળવી શકે છે. ભક્તિમાર્ગની સાધનસમૃદ્ધિ અતિ બળવાન છે, અને તે સર્વમાન્ય તેમજ સર્વગ્રાહ્ય છે. ધારું છું કે આ સાધનસમૃદ્ધિ મેળવવાને મથતા વૈષ્ણવો ઘણું કરી રાગદ્વેષથી રહિત હોય છે, અને તે સમૃદ્ધ દિવ્ય સાધન મેળવ્યા પછી તો તે વૈષ્ણવ અનુભવાત્મક દિવ્ય આનંદનો

લ્હાવો અવશ્ય લે છે. માટે સર્વે પારગામી થવાવાળા વૈષ્ણવોએ શ્રી વલ્લાધિશજીની બતાવેલી રિપુદમન માટેની સાધનસંપત્તિ અવશ્ય મેળવવા પ્રયત્નશીલ થવું એવી ખાસ વિજ્ઞપ્તિ છે.

એટલે કે જીજ્ઞાસા ધર્મપ્રેમી વૈષ્ણવોએ રાખવી જોઇએ. તેમજ સત્સંગ અર્થાત્ સંતસમાગમ કરવો જોઇએ. **आचार्यचरणैरुक्तं दैन्यंत्वत् तोषसाधनम्** પ્રભુ પ્રસન્ન કરવા માટે દીનતા એ જ પરમ સાધન છે. નમ્યો એ પ્રભુને ગમ્યો, એ ભક્તિમાર્ગનું ખાસ સૂત્ર છે. તદનુસાર સત્સંગમાં પણ દીનતા સેવવાથી મહાપુરુષની કૃપા વહેલી પ્રાપ્ત થાય છે. કારણ કે જ્યાં સુધી અહંભાવ હોય છે, ત્યાં સુધી કૃપાયાચના અસંભવિત છે. માટે વૈષ્ણવમાર્ગમાં અહંભાવનો નાશ થવો એ જ શ્રેયકર છે. **सुज्ञेषु किम् अधिकम्**



આ પુસ્તિકા સર્વમાન્ય છે. તેમાં મતાંતરનો આગ્રહ નથી. સામાન્ય ધર્મનું મંડન છે. આવા ઘોર કળિકાળમાં ભવાબ્ધિ તરવા માટે જે કાંઇક ઠીક લાગ્યું, તેનું અલ્પ-બુદ્ધિ અનુસાર વર્ણન કર્યું છે. તમો સર્વ વાચકો સાર-ગ્રાહી બનશો, અને કાંઇ પણ તેમાં અયોગ્ય જણાય, તેને છોડી દેશો. એટલી વાચકો પ્રત્યે પ્રાર્થના છે. इत्यलम्

# શ્રીવલ્લભ નામની ધૂન

પતિતપાવન વલ્લભનામ, પતિતપાવન વલ્લભનામ
સદાય દુઃખ તણા વિશ્રામ, પતિતપાવન વલ્લભનામ.
ભાવે ભજો નવ બેસે દામ, પતિતપાવન વલ્લભનામ
વિરહથી બળે સંપૂરણ કામ, પતિતપાવન વલ્લભનામ
આનંદ ઉપજે આઠો જામ, પતિતપાવન વલ્લભનામ
પુષ્ટિ પુરુષોત્તમ પ્રમાણ પતિતપાવન વલ્લભનામ
એથી જીવતાનું કલ્યાણ પતિતપાવન વલ્લભનામ
સેવો પ્રેમે થઇ નિષ્કામ પતિતપાવન વલ્લભનામ
પતિતપાવન વલ્લભનામ પતિતપાવન વલ્લભનામ

[ શુદ્ધાદ્વૈતમાંથી ]

# વિનંતિ

ધંધુકાના સમસ્ત શ્રી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને પાઠશાળા તરફથી વિનવવામાં આવે છે, કે આ સાંપ્રદાયિક શિક્ષણક્રમને પહોંચી વળવાને માટે દરેક વ્યક્તિએ પોતપોતાની શકિત અનુસાર મદદ કરવી એવી મારી શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પાઠશાળા તરફથી માગણી છે.

ધંધુકા
પોષ વદ ૧૧,
સં. ૨૦૦૦.

મોતીલાલ હરજીવનદાસ મહેતા
પ્રમુખ, પુ. યુ. પાઠશાળા,
ધંધુકા

